

ॐ

# શ્રીયજુર્વેદીય સંધ્યા તથા પુજનકર્મ

# પ્રથમ પોથી.


સંશોધક—ભટ્ટ રામશંકર મોનજી.

મોક્ષ મંદીર-અમદાવાદ.





બ્રાહ્મણોના કલ્યાણ માટે વિના મૂલ્યે આપવા

વૈષ્ણવોનો દાસ,

**મંગુભાઈ લાલદાસ.**

રાજામહેતાની પોળ, બ્રહ્મપુરી-અમદાવાદ.

સંવત ૧૯૭૮ અખાત્રીજ. પ્રથમ આવૃત્તિ. પ્રત ૨૦૦૦.




## શ્લોકો.

૧ યં બ્રહ્માવરૂણેંદ્રરૂદ્રમરૂતઃ સ્તુન્વંતિ દિવ્યૈઃ સ્તવૈરૂ,
વેદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયંતિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા, પશ્યંતિ યં યોગિનો,
યસ્યાંતં ન વિદુઃ સુરાસુરગણા, દેવાય તસ્મૈ નમઃ ॥

૨ ધૈર્યં યસ્ય પિતા ક્ષમા ચ જનની, શાન્તિશ્ચિરં ગેહિની,
સત્યં સૂનુ રયં દયા ચ ભગિની, ભ્રાતા મનઃ સંયમઃ ।
શય્યા ભૂમિતલં દિશોઽપિ વસનં, જ્ઞાનામૃતં ભોજન—
મેતે યસ્ય કુટુમ્બિનો વદ સખે, કસ્માદ્ ભયં યોગિનઃ ॥



અમદાવાદ-સલાપોસ રોડ,
ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

# ગૂજરાતી કૉપીરાઈટ સંગ્રહ બાળશાળા.

અત્યારે પોળોમા બાળકો જ્યા ત્યા રઝળતા ફરે છે. વ્યવહારૂ કેળવણી આપવાને જ્યા ત્યા સગવડ છે. ધાર્મીક કેળવણીના જેવી તેવી સગવડ છે—અને છે તેનો લાભ પણ ઘણા થોડાજ બ્રાહ્મણના બાળકો લે છે. બાકીના બ્રાહ્મણો તથા બ્રાહ્મણ સિવાયના અન્ય વર્ણો ધાર્મીક કેળવણીની આવશ્યકતા ચૂકી ગયા છે એમ કહીએ તો કાંઈ ખોટું નથી. ધાર્મીક કેળવણીને અભાવે બાળકો નિરંકુશપણે ખોટે રસ્તે જતાં જણાય છે અને આખી જીંદગી દુઃખમય ગાળે છે. આવી દુઃખની વાતો કરીએ તો પારાવાર છે.

આ વિચારને અમલમા મુકવા માટે પોળે પોળે એક કલાક માટે બાળશાળા ખોલવી. પતાસા, પેનો અગર પુસ્તકો વિગેરેની લાલચ આપી બાળકોને ભેગા કરવા. પ્રથમ સુદર વાતો સાથે કાંઈ દોહરા–પદ વિગેરે ગવરાવવા. પછી બ્રાહ્મણોને ટુંકી સંધ્યા અને બ્રાહ્મણ સિવાય અન્ય બાળકોને શાન્તિકર્મ શીખવવું. આ બે પોથી થયા પછી થોડાં સ્તોત્ર તથા સદ્બોધની 'ધાર્મીક ત્રીજી પોથી' પણ શીખવવી. તે પોથીઓ કેવી ઢબથી તૈયાર થઇ છે તે આ પોથી વાંચવાથી કાંઇક ખ્યાલમાં આવશે. મોટી ઉમરના સ્ત્રીપુરૂષોએ પણ આ પોથીઓ શીખવાની જરૂર છે. ધર્મ સાથે આયુષ્ય પણ વધે તેવું છે.

આ કાર્યમાં ગુરૂ તરીકે કામ કરવા માટે બ્રાહ્મણોએ પોતાની ફરજ સમજી તૈયાર થવું જોઇએ. નિયમીત કામ કરનારને દર માસે રૂ. ૩) [illegible] આપવામાં આવશે. પેનશનર અગર નિવૃત્તિવાળા સજ્જન પુરૂષોએ આ કાર્યમાં એક કલાક આપવા કૃપા કરવી જોઇએ. શરૂઆતમાં [illegible] પછી માટે કાયર થવું નહીં. ઉત્સાહી માણસો આ

કાર્ય ઉઠાવી લેશે તો ઘણોજ રાજી થઇશ. જરા ખંતની અને નિયમીતપણાની જરૂર છે. બાકી આટલો કલાક તો તમે ગમે ત્યાં ફેંકી દેતા હશોજી. બની શકે તેવું છે.

બહાર ગામવાળા સજ્જન પુરૂષો આ પ્રમાણે પોતાના ગામમાં કરશે તો તેમને પણ ઘણો લાભ થશે.

હાલ અમદાવાદમાં રાયપુર ભાઉની પોળમાં રાધાવલ્લભના મંદીરમાં સાંજે ૫ થી ૬ બાળશાળા ચાલે છે. જોવા જેવી છે. તોફાની બાળકો ડાહ્યાં બની ગયાં છે. અને રૂડા પદો તથા દોહરા ગાય છે.

સેવક, **રામશંકર મોનજી.**

---

# નિવેદન.

**નિયતં કુરૂ કર્મ ત્વં, કર્મ જ્યાયો હ્યકર્મણ: ।**
**શરીરયાત્રાપિ ચ તે, ન પ્રસિદ્ધ્યેદકર્મણ: ॥** ભગ. ગી. ૩–૮

જામનગરવાળાની દુકાનમાં મીઠાઇ તો ઘણા ઘણા પ્રકારની છે પણ આપણી પાસે બે પૈસા જ હોય તો બે પૈસાનો માલજ માગી શકાય–વિશેષની ઇચ્છા કરી શકાય નહીં. તેમ સનાતન ધર્મ રૂપી મોટી દુકાનમાં સંધ્યાવંદનાદિ ઘણા પ્રકારના કર્મો રૂપી મીઠાઇ ભરી છે. પણ આપણી પાસે ધર્મ ક્રિયા કરવા માટે વખત ક્યાં છે! નવો જમાનો તો એમજ પૂછે છે કે સંધ્યા કરવાથી વિશેષ શું છે? કદાચ તેનો મહીમા કાંઈ જાણ્યો અગર તેવા સંસ્કારવાળા માતા પિતાને ઘેર જન્મ થયો હોય તો પણ 'No time' (અવકાશ નથી–ફુરસદ નથી) એવા દોષમાંથી ભાગ્યેજ બચી શકે છે. કદાચ ફુરસદ મેળવે છે તો ધર્મક્રિયાનો વિસ્તાર દેખીને તે તરફ પૂર્ણ શ્રદ્ધા રાખી શકતા નથી. પરિણામે કર્મભ્રષ્ટ થતા જાય છે. બીગડી તો

ધણી પણ ફરે તે ચરે, પ્રયત્ન કરનારને પ્રભુ મદદ કરે છે; એમ સમજી આસ્તિક બ્રાહ્મણોને સંક્ષેપમાં પોતાના કર્તવ્યનો લાભ મળે એવા સદ્દવિચારથી આ કાર્ય હાથ લીધું છે. **अकरणे मंदकरणं वरं।** ( ન કરવા કરતાં થોડું કરવું સારૂં છે ).

દેશપરદેશના અગર સગાવ્હાલાના અગર પાડોશીના અગર ધંધાના હજાર કામ કરતાં થાક લાગતો નથી. અલી અને ચીકાની વાતો સાંભળતાં કલાકો ચાલ્યા જાય તોપણ થાક લાગતો નથી. પણ આ કામ કરતાં જીવ થાકી જાય છે. સવારના પહોરમાં ચા પીવા વખતે રકાબી, પ્યાલો અને ચમચો ( ત્રણ ) લેવામાં જેટલો આનંદ આવે છે એટલો જ આનંદ તે ત્રણને બદલે બીજાં ત્રણ ( પંચપાત્ર, ત્રભાણી અને આચમની ) લેતાં આવે તો બેડો પાર. શરીરના પોષણ માટે જેમ ભોજન આવશ્યક છે તેમ મનના પોષણ માટે સંધ્યાવંદનાદિ ક્રિયાની જરૂર છે. યુરોપ અમેરિકાના તત્ત્વવેત્તાઓ પણ રૂષિ મુનીઓના ક્રિયાના બંધારણથી પ્રસન્ન થઈ ગયા છે ત્યારે આપણને તે ફારસ જેવું લાગે છે. સંધ્યાવંદનાદિ ક્રિયા કરવામાં આપણને પોતાને મોટો લાભ છે–તેથી આળસ ઉડી જાય છે, શરીર તથા મન બેઉ સ્વચ્છ તથા પવિત્ર થતાં જાય છે. અનુભવમાં મુકવાથી વિશેષ ખાત્રી થશે. કારણકે જેમ ગોળ ખાવાથી ગળપણ જણાય છે તેમ સંધ્યાવંદનાદિ ક્રિયા શરૂ કરીએ છીએ તે દિવસથીજ શરીર તથા મનમાં કાંઇ ઓર ચમત્કાર જણાય છે. જૈનો સમાગ તથા પરિક્રમણના રૂપમાં અને મુસલમાનો નીમાજના રૂપમાં આવી કાંઇ ક્રિયા કરીને મનને ઉન્નત કરી રહ્યા છો. :તાત્પર્ય આ ક્રિયા કોઇ નવીન અગર નુકશાન કર્તા નથી. સવારના વખતને સાવધાનતા પૂર્વક આ ક્રિયામાં વાળી લેવા ચૂકવું નહીં.

સૌએ પોતપોતાના વેદની સંધ્યા કરવી જોઇએ, પણ તે વેદમાં

આવી સંક્ષેપ સંધ્યા ન હોય તો તેમણે આ સંધ્યાનો ઉપયોગ કરવા ચૂકવું નહીં. આ પુસ્તક પ્રમાણે રૂડા સંસ્કાર પડયા પછી પોતાના વેદ પ્રમાણે સંધ્યા સુખેથી શીખી શકાશે.

વિદ્વતા બતાવવા આ કાર્ય કર્યું નથી. કાંઇ ભૂલચુક હોય તો સુધારીને વાચશોજી અને લખવા જેવું હોય તો રાગદ્વેષની ક્ષુદ્રતાનો ત્યાગ કરી નિર્મળ ભાવથી–સુખેથી લખશોજી; જેથી બીજી આવૃત્તિ વખતે સુધારો થઇ શકે: પાઠશાળાના શાસ્ત્રીજીઓ તથા ગુજરાતી અને અંગ્રેજી નિશાળના માસ્તરો પોતાની ક્લાસના બ્રાહ્મણના બાળકોને સંધ્યા શીખવશે અગર શીખે એવો રસમય ઉપદેશ આપશે એવી મારી નમ્ર વિનંતીછે. આ પુસ્તક વાંચનાર માતા પિતા તથા બોર્ડીંગના ઉપરીઓ તથા પુજ્ય કથા કરનારાઓ પણ બાળકો અગર શ્રોતાઓ પ્રત્યેની પોતાની ફરજ બજાવશે એવી વિનંતી છે.

મોક્ષમંદીર અમદાવાદ<br>સંવત ૧૯૭૮ અખાત્રીજ — સેવક રામશંકર મોનજી ભટ્ટ.

---

દોહરો—રાતે વહેલા જે સુવે, વહેલા ઉઠે વીર;
બળ બુદ્ધિ બહુ ધનવધે, સુખમાં રહે શરીર.

## અથ પ્રાતઃ સ્મરણમ્

(બાળબોધ ભણેલા તથા સામાન્ય ગુજરાતી જાણવાવાળા પણ આ ગ્રન્થનો સારી રીતે ઉપયોગ કરી શકે તેટલા માટે શ્લોકો તથા મંત્રો ગુજરાતી ટાઇપમાં છપાવ્યા છે.)

**પ્રાતઃ સ્મરામિ ભવભીતિહરં મહેશં ।**
**ગંગાધરં વૃષભવાહનમંબિકેશમ્ ॥**
**ખટ્વાંગશૂલવરદાભયહસ્તમીશં ।**
**સંસારરોગહરમૌષધમદ્વિતીયમ્ ॥**

આંખ ઉગ્રદતાની સાથે આ શ્લોક બોલવો, તેથી વધારે અવકાશ હોય તો ઓં નમઃ શિવાય, શ્રીકૃષ્ણશરણં મમ, શ્રીરામ, વિગેરે નામસ્મરણ કરવું. જેથી કજીઓ અગર કંકાસ થાય તેવું કાંઇ બોલવું નહીં; સાંભળવું નહીં અગર જોવું નહીં. તાત્પર્ય પ્રાતઃકાળ શાંતીમાં પસાર કરવા માટે ઘણુંજ ધ્યાન આપવું. માતપિતાને પગે લાગવું. અને સરખે સરખાને જયશ્રીકૃષ્ણ કહેવા.

## દાતણ વિધિ.

બાવળના દાતણથી મુખ ઘસીને સાફ કરવું. મસી અગર પાવડર જેવા ભ્રષ્ટ કરનારા અગર ખરચાળ સાધનથી દુર રહેવું. દાતણને બહાને ઓટલે બેસી તડાકા મારીને નકામો વખત ગાળવો ન જોઇએ. તેને માટે દસ પંદર મીનીટથી વધારે વખત લેવો વ્યાજબી નથી.

## શૌચ વિધિ.

ગુદા તથા હાથ સાફ કરવામાં જળનો તથા માટીનો ઉપયોગ યોગ્ય રીતે કરવો. તે પછી પાંચ સાત કોગળા કરી તથા પગ ધોઇને ઘરમાં જવું.

## સ્નાન વિધિ.

સ્નાન માટે ગંદું અગર વાશી જળ વાપરવું નહીં. બને ત્યાં સુધી ઠંડા પાણીથી સ્નાન કરવું, પ્રથમ હાથમાં જળ લઇ નીચેનો સંકલ્પ બોલવો, અને પછી "ગંગા, યમુના, ગોદાવરી, સિંધુ,સરસ્વતી, નર્મદા" વિગેરે પવિત્ર તિર્થોનાં નામ લેતાં લેતાં સ્નાન કરવું. જેઓ ચોળીને સ્નાન કરતા નથી તેઓને ખસ, ગુમડાં, ખરજવાં વિગેરે થાય છે માટે ભેંશ પાણીમાં પડીને બહાર નીકળે છે તેમ ન કરવું જોઇએ. જુલફા વિગેરે સનાતન ધર્મનાં લાંછન છે. માટે શુદ્ધ માતા પિતાના પવિત્ર બાળકોને જુલફા ન હોવા જોઇએ. માથે પણ જળ રેડીને માથું ચોળી નહાવું જોઇએ.

સંકલ્પ—અત્રાદ્ય મહામાંગલ્ય ફળપ્રદ અમુક માસે, અમુક પક્ષે, અમુક તિથૌ, અમુક વાસરે, મમ શરીર શુદ્ધ્યર્થં પ્રાતઃસ્નાનમ્ અહમ્ કરિષ્યે. ( માસ, પક્ષ, તિથિ તથા વારનાં સંસ્કૃત નામો ન આવડે તો ગુજરાતીમાં બોલવાં. )

સ્નાન કર્યા પછી ટુવાલ અગર પંચીયાથી શરીરને બરાબર ધ્યાનપૂર્વક લુછીને રેશમી અગર કંતાનનું પવિત્ર વસ્ત્ર પહેરવું. તે ન હોય તો સુતરાઉ ધોએલું વસ્ત્ર પહેરવું; અને ડાબે ખભે ટુવાલ અગર પવિત્ર વસ્ત્ર રાખવું.

## સંધ્યા તથા પુજન વિધની તૈયારી.

આ પ્રમાણે તૈયાર થયા પછી નિચે બતાવેલી સામગ્રિ પોતા સામે ગોઠવીને પવિત્ર આસન ઉપર સ્વસ્થ ચિત્તથી પૂર્વ અગર ઉત્તર તરફ ટટાર બેસવું. ઘરમાં જ્યાં વધારે શાંતી રહેતી હોય તે જગ્યા સંધ્યા તથા દેવશેવા માટે મુકરર કરવી.

[ આસન, પંચમાત્ર, ત્રભાણી, આચમની, ઘીની દીવેટ વાળી દીવી તથા દીવાસળીની પેટી, ચંદન, ભસ્મ, માળા, ધુપ, પુષ્પ, દેવ ( મૂર્તિ અગર છબી. ) ]

આપણા ઉપર તેત્રીશ કરોડ દેવતાઓનો હક્ક છે અને આપણે પણ તે સૌ માન્ય છે પણ તે તમામ આપણા સીંહાસનમાં સમાય તેમ નથી માટે શીવ અગર વિષ્ણુ અગર તે બેઉના એકેકી મૂર્તિ પુજનમાં પધરાવવી. વધારે દેવ ભેળા કરવાથી પ્રેમ ઘટી જશે—" થોડું કરો પણ અથાગ પ્રેમથી કરો. "

થોડા દેવ હશે તો તમારા આળસુ–જુલફાવાળા પુત્રો પણ કોઇ દિવસે શેવા કરશે. કારણકે તેઓ આવી જાજી તરખડમાં ઉતરવા રાજી હોતા નથી.

**ભાવના**—'કોઇ પણ આવશ્યક કાર્ય શરૂ કર્યા પહેલાં તેમાં શ્રદ્ધાને કેળવવી જોઇએ' એવો ઉન્નતિનો નિયમ છે કારણ કે—

"શ્રદ્ધા સકળ સુખમૂળ છે, શ્રદ્ધા વિના બધું ધૂળ છે."

માટે ઉપર પ્રમાણે તૈયાર થયા પછી આ કાર્યમાં શ્રદ્ધાને કેળવવા માટે સ્વસ્થ ચિત્તથી મનને પૂછવું કે-હું કોણ છું? અને મારૂં કર્તવ્ય શું? તેના જવાબમાં વિચારવું કે—

૧. જે ૠષિઓના પવિત્ર અને સાદા જીવનની સુગંધ અદ્યાપિપર્યંત સમસ્ત દુનિયાના તત્વવેત્તાઓને આનંદ આપી રહી છે- જેઓનાં સંતોષ અને સદાચરણ, અનુકરણ કરનારને, અદ્યાપિપર્યંત ફળ આપી રહ્યાં છે; જેઓનાં લખેલાં સદ્‌ગ્રંથોનો વારસો દુનિયા હજી સુધી ભોગવી રહી છે-તે સમર્થ ૠષિયોમાંના એકનો હું **બાળક છઉં-માટે પામરપણું મને છાજતું નથી**-સિંહનાં બચ્ચાં સિંહ હોવાં જોઇએ.

૨. જે ધર્મમાં રામકૃષ્ણાદિ નામ ધારણ કરીને સાક્ષાત્ ઇશ્વરે અવતાર લીધા છે, જે ધર્મમાં વેદ, ઉપનિષદો, ગીતા, પુરાણો અને સ્મૃતિઓ આદિ અખુટ જ્ઞાનધન છે, અને જે ધર્મના શિક્ષણ માટે શ્રી આદ્યશંકરાચાર્ય, શ્રીમદ્ વલ્લભાચાર્ય, શ્રીમદ્ રામાનુજાચાર્ય, સ્વામીશ્રી સહજાનંદજી, ભક્તરાજ કબીર, નરસિંહમહેતા, તુકારામ, મીરાં, મહાત્મા તુલસીદાસજી, મહાત્મા રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ, સ્વામી વિવેકાનંદજી આદિ સમર્થ સંતો લીલાતનુ ધારણ કરી ગયા છે, તે સનાતન ધર્મનો હું એક અનુયાયી છઉં-**માટે નાસ્તિકતા મને ઘટતી નથી.**

૩. પ્રભુના નામ સિવાય કોઈ અમર નથી. આ મારો દેહ પણ એકવાર પડવાનો છે અને તેની સાથે આ જે મારૂં દેખાય છે તે પણ ફના થવાનું છે. માટે મારે દેહના સુખના કરતાં આત્મિક સુખ માટે

વધારે પ્રયત્ન કરવો જોઇએ. હું અંદરથી બોલું છઉં તે ચૈતન્ય સ્વરૂપ છઉં. આળસ, અનીતિ અને ઐશારામ આ લોક અને પરલોક બગાડનારાં છે. (જેવી ભાવના તેવું ફળ સમજી ભાવના ઉત્તમ કરવી જોઇએ.)

ભસ્મ વિધિઃ--ભસ્મને ડાબા હાથમાં મુકીને તેનાં ઉપર જમણો હાથ સંપુટની માફક રાખીને નીચેના મંત્રથી પવિત્ર કરવી.

[ ૐ અગ્નિરિતિ ભસ્મ, વાયુરિતિ ભસ્મ, જલમિતિ ભસ્મ, સ્થલમિતિ ભસ્મ, વ્યોમેતિ ભસ્મ, સર્વં હવા ઇદં ભસ્મ, મન એતાનિ ચક્ષૂંપિ ભસ્માનિ ॥ ]

આ પ્રમાણે પવિત્ર કર્યા પછી નીચેના મંત્ર વડે તેમાં થોડું જળ નાંખવું.

[ ૐ આપો જ્યોતી રસોઽમૃતં બ્રહ્મભૂર્ભુવઃ સ્વરોમ્ ॥ ]

તે પછી નીચેના મંત્રથી તે ભસ્મને બન્ને હાથની વચલી ત્રણ આંગળીથી મસળવી.

[ ૐ ત્ર્યંબકં યજામહે સુગંધિં પુષ્ટિવર્ધનમ્ । ઉર્વારૂકમિવ બંધનાન્મૃત્યોર્મુક્ષીયમામૃતાત્ ॥ ]

પછી આ ભસ્મ સૂર્યને બતાવીને " ૐ નમઃ શિવાય " ના મંત્રથી તે ભસ્મવડે લલાટમાં, છાતી ઉપર તથા ખભા ઉપર ત્રિપુંડ ( ત્રણ આડી રેખાઓ ) કરવી.

આ પ્રમાણે તૈયાર થયા પછી બે હાથ ધોઇ નાંખી જમણા હાથમાં જળ લઇને આચમન કરવું. ( દરેક વખતે આચમન કર્યા પછી જમણો હાથ ધોઇ નાંખવાનું ચૂકવું નહિ. ) પછી નીચેનો ગાયત્રીમંત્ર બોલીને શિખા બાંધવી.

[ ૐ । ભૂર્ભુવઃ સ્વઃ ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ । ધિયો યો નઃ પ્રચોદયાત્ ૐ ॥ ]

પછી [ ૐ ભૂઃ પુનાતુ, ૐ ભુવઃ પુનાતુ, ૐ સ્વઃ પુનાતુ] એવા ત્રણ શબ્દોથી ત્રણ આચમન લેવાં.

પછી માર્જન-જમણા હાથની આંગળીઓ ઉપર જળ રાખી, નીચેનો મંત્ર બોલતાં બોલતાં, માથા ઉપર તે જળ છાંટવું.

[ ૐ અપવિત્રઃ પવિત્રો વા, સર્વાવસ્થાં ગતોઽપિ વા;
યઃ સ્મરેત્પુંડરીકાક્ષં, સ બાહ્યાભ્યંતરઃ શુચિઃ ॥

[ અર્થ-હે કમળ સરખી આંખોવાળા શ્રીકૃષ્ણ-રામ અગર જેને વેદાંતીઓ બ્રહ્મ કહે છે તે, હું તો અપવિત્ર અગર પવિત્ર છું-દરેક અવસ્થામાં ગએલો છઉં-( પણ એટલું જાણું છઉં કે ) જે કોઈ તમારૂં સ્મરણ કરે તે અંતર અને બહારથી પવિત્ર છે-આ મંત્ર• પ્રભુ સ્મરણનો મહિમા બતાવે છે. પછી નીચેનો મંત્ર બોલીને આસનને માર્જન કરવું.

**ૐ પૃથ્વિ ત્વયા ધૃતા લોકા, દેવિ ત્વં વિષ્ણુના ધૃતા;**
**ત્વં ચ ધારય માં દેવિ, પવિત્રં કુરૂ ચાસનમ્ ॥**

પછી બે આચમન લઈને પ્રાણાયામ કરવો. પ્રાણાયામ કરવા પહેલાં તપાસવું કે આપણે ડોસીના માફક વાંકા તો બેઠા નથીને. તેમ બેઠા હોઈએ તો સાવધાનતાથી ટટાર બેસી જવું. પ્રાણાયામનો વિધિ નિચે પ્રમાણે છે-આંખો બંધ કરી દેવી, ઈંદ્રિયો તથા મનને બહારના વિષયોમાંથી ખેંચી લેવાં. ડાબા નસકોરાથી થોડો પવન બહાર કાઢીને જમણા હાથની ટચલી તથા તેની પાસેની આંગળી વતી ડાબા નસકોરાને દબાવવું અને જમણા નસકોરાંથી બહારના અમૃતમય પવનને બને તેટલો ખેંચવો અને પછી તે નસકોરૂં પણ બંધ કરવું તથા ગુદાને સંકોચવી. પછી ડોકને નીચી નમાવીને નીચેનો મંત્ર ત્રણવાર મનમાં સ્મરી જવો. આ પ્રમાણે કર્યા પછી ડોકને પ્રથમની માફક ઉંચી કરવી અને નાભીને ( ડુંટીને ) યથાશક્તિ

વાંસા તરફ ખેંચી ડાબા નસકોરા ઉપર મુકેલી આંગળીઓ ઉપાડી લેવી અને અંદરના પવનને ધીમે ધીમે નીકળવા દેવો. આ પ્રમાણે બને તો ધીમે ધીમે આવા ત્રણ પ્રાણાયામ કરતાં શીખવું; નહીંતો એકતો જરૂર કરવો.

(ૐ ભૂ: ૐ ભુવ: ૐ સ્વ: ૐ મહ: ૐ જન: ૐ તપ: ૐ સત્યં ૐ તત્સવિતુર્વરેણ્યં ભર્ગો દેવસ્ય ધીમહિ ધિયો યો ન: પ્રચોદયાત્ ।। ૐ આપો જ્યોતી રસોઽમૃતં બ્રહ્મ ભૂર્ભુવ: સ્વરોમ્ ।।

આ પ્રમાણે સ્વસ્થ થયા પછી સંધ્યાનો સંકલ્પ નીચે પ્રમાણે કરવો.

(અત્રાદ્ય મહામાંગલ્યપ્રદે, અમુક માસે, અમુક પક્ષે, અમુક તિથૌ, અમુક વાસરે, મમોપાત્ત દુરિતક્ષયાર્થં પ્રાત:સંધ્યોપાસનમહં કરિષ્યે ।।

સુચના—બપોરે સંધ્યા કરો ત્યારે "મધ્યાન સંધ્યોપાસનમહં કરિષ્યે" એમ કહેવું અને સાંજે સંધ્યા કરો ત્યારે "સાયંસંધ્યોપાસનમહં કરિષ્યે" એમ કહેવું.

પછી બે હાથ જોડીને નીચેના મંત્રથી ગાયત્રીનું આવાહન કરવું.

**ૐ। ગાયત્રીં ત્ર્યક્ષરાં બાલાં, સાક્ષસૂત્રકમંડલુમ્ ।**
**રક્તવસ્ત્રાં ચતુર્વક્ત્રાં, હંસવાહનસંસ્થિતામ્ ।। ૧ ।।**
**બ્રહ્માણીં બ્રહ્મદૈવત્યાં, બ્રહ્મલોકનિવાસિનીમ્ ।**
**આવાહયામ્યહં દેવિ, માયાંતીં સૂર્યમંડલાત્ ।। ૨ ।।**
**આગચ્છ વરદે દેવિ, ત્ર્યક્ષરે બ્રહ્મવાદિનિ ।**
**ગાયત્રિ છંદસાં માતર્, બ્રહ્મયોનિ નમોઽસ્તુ તે ।। ૩ ।।**

આ પ્રમાણે આવાહન કર્યા પછી નીચેના મંત્રો બોલીને મુસ્તકપર માર્જન કરવું.

(ૐ આપો હિ ષ્ઠા મયોભુવસ્તા ન ઊર્જે દધાતન, મહેરણાય ચક્ષસે ।।૧।। ૐ યો વ: શિવતમો રસસ્તસ્ય ભાજયતેહ ન:,

ઉશતીરિવ માતરઃ ॥૨॥ ૐ તસ્મા અરઙ્ગ મામ વો યસ્ય ક્ષયાય જિન્વથ, આપોજનયથા ચ નઃ ॥ ૩ ॥

પછી નીચેના મંત્રો બોલીને મંત્રાચમન લેવું ! પૂર્વના તમામ પાપને બાળવા માટે આ મંત્રાચમન થાય છે.

( ૐ સૂર્યશ્ચ મા મન્યુશ્ચ મન્યુપતયશ્ચ મન્યુકૃતેભ્યઃ પાપેભ્યો રક્ષંતામ્, યદ્રાત્ર્યા પાપમકાર્ષં મનસા વાચા હસ્તાભ્યાં, પદ્ભ્યામુદરેણ શિશ્ના, રાત્રિસ્તદવલુંપતુ, યત્કિંચદ્દુરિતં મયિ ઇદમહં મામમૃતયોનૌ સૂર્યે જ્યોતિષિ જુહોમિ સ્વાહા ॥ )

અઘમર્ષણ–અંતરમાંથી પાપને ખેંચી દૂર ફેંકી દેનારો મંત્ર— આ પ્રમાણે કર્યા પછી જમણા હાથની હથેળીમાં જળ લેઇ તે હથેળીને જમણા નસકોરા પાસે રાખવી અને ડાબું નસકોરૂં ડાબા હાથના અંગુઠાથી દબાવી દેવું. પછી નીચેનો મંત્ર મનમાં બોલીને તે જળમાં જમણા નસકોરામાંથી શ્વાસને જવા દેવો.

**ૐ દ્રુપદાદિવ મુમુચાનઃ, સ્વિન્નઃ સ્નાતો મલાદિવ;**
**પૂતં પવિત્રેણે વાજ્યમાપઃ, શુન્ધન્તુ મૈનસઃ ॥ ૧ ॥**

આ પ્રમાણે કર્યા પછી હાથ ધોઇને હથેળીમાં જળ લેઇને ગાયત્રીમંત્ર બોલીને સૂર્યને ત્રણ અર્ઘ્ય આપવા, અનુકુળતા હોયતો તે અર્ઘ્યમાં ચંદન, પુષ્પ તથા ચોખા પણ નાખવાં.

પછી ( ૐ અસાવાદિત્યો બ્રહ્મ ) એ મંત્ર બોલતા બોલતાં જમણા હાથમાં જળ લેઈને બેસીને પોતાની આસપાસ પ્રદક્ષિણાની રીતે છાંટવું. પછી આચમન લેઇ એક પ્રાણાયામ કરી જવો.

સૂર્યનું ઉપસ્થાન—ગાયત્રીમંત્ર બોલીને અને અનુકુળતા હોય તો નીચેના મંત્રો બોલીને સૂર્યનું ઉપસ્થાન કરવું. (અનુકુળતા હોય તો વેદના થોડા ઘણા પણ મંત્રો શીખવાની, આ જે સુંદર તક છે તે ખોવી નહીં.

ॐ ઉદ્વયં તમસસ્પરિસ્વઃ પશ્યન્ત ઉત્તરમ્ ।
દેવં દેવત્રા સુર્યમગન્મ જ્યોતિરૂત્તમમ્ ॥ ૧ ॥
ॐ ઉદુ ત્યં જાતવેદસં દેવં વ્વહુન્તિ કેતવઃ ।
દશે વિશ્વાય સુર્જ્યમ્ ॥ ૨ ॥
ॐ ચિત્રં દેવાનામુદગાદનીકં ચક્ષુર્મિત્રસ્ય વરૂણસ્યાગ્નેઃ ।
આપ્રા દ્યાવાપૃથિવીઽ અન્તરિક્ષગું સુર્જ્યઽ આત્મા
જગતસ્તસ્થુષશ્ચ ॥ ૩ ॥
ॐ તચ્ચક્ષુર્દેવહિતં પુરસ્તાચ્છુક્રમુચ્ચરત્ ।
પશ્યેમ શરદઃ શતં, જીવેમ શરદઃ શતં, (શું)
શ્રૃણુયામ શરદઃ શતં, પ્રબ્રવામ શરદઃ શતમદીનાઃ
સ્યામ શરદઃ શતં, ભૂયશ્ચ શરદઃ શતાત્ ॥ ૪ ॥

આ પ્રમાણે ઉપસ્થાન કર્યા પછી ૧૦, ૨૮ અગર ૧૦૮ ગાયત્રીમંત્રનો જાપ અથાગ પ્રેમથી કરવો કારણ કે

દોહરો—' રામ રામ ' તો સબ કહે, ઠગ ઠાકોર અરૂ ચોર;
બિના પ્રેમ રીઝે નહીં, તુલસી નંદકીશોર—સીયાવર૦

માળા ઉપર વસ્ત્ર ઢાંકીને માળા ફેરવવી.

જપ પરિપૂર્ણ થતાં નીચેના મંત્રથી ગાયત્રીનું વિસર્જન કરવું.

ॐ ઉત્તમે શિખરે જાતા, ભૂમ્યાં પર્વતમૂર્ધનિ ।
બ્રાહ્મણેભ્યોભ્યનુજ્ઞાતા, ગચ્છ દેવિ યથાસુખમ્ ॥

પછી દેહાભિમાનની નિવૃત્તિ માટે ગુરૂ, દેવ, ગાય તથા બ્રાહ્મણને નમસ્કાર કરવા. પોતાના દુશ્મનોને પણ સંભારીને પ્રણામ કરવા. તેનો મૂળ પાઠ નીચે પ્રમાણે છે ને અવકાશ હોયતો બોલવો.

( અમુક ગોત્રોત્પન્નોઽહં, અમુક પ્રવરાન્વિતોઽહં, શુક્લ યજુર્વેદાન્તર્ગત અમુક શાખાધ્યાયી, અમુક શર્મા અહમ્, ભો આચાર્ય, ત્વાં અભિવાદયામિ ભોઃ વૈશ્વાનર, ત્વાં અભિવાદયામિ ભોઃ સૂર્યા-

ચંદ્રમસૌ, ધ્રુવં અભિવાદયામિ। ભો યાજ્ઞવલ્કય, ત્વાં અભિવાદયામિ। ભો ઇશ્વર, ત્વાં અભિવાદયામિ ॥ )

આ પ્રમાણે સૌને નમસ્કાર કર્યા પછી હાથમાં જળ લેઇને (અનેન પ્રાતઃ સંધ્યાખ્યેન કર્મણા ભગવાન્ શ્રી પરમેશ્વરઃ પ્રીયતાં ન મમ। ) એ પ્રમાણે બોલીને જળ નીચે મુકવું.

**પ્રાતઃ સંધ્યા સમાપ્તમ.**

---

## પુજન વિધિ.

સંધ્યાનું જળ સુંઘીને બીજા વાસણમાં અગર એકાન્તમાં જ્યાં ન કચરાય ત્યાં ફેંકી દેવું. પછી ત્રભાણીમાં શ્રી ઠાકોરજી અગર શીવલીંગ પધરાવવું અને સગવડ હોય તો ઘી, દુધ, દહીં, મધ, સાકરથી સ્નાન કરાવવું. સગવડ ન હોય તો પવિત્રજળ વાપરવું. સ્નાન શરૂ કરો ત્યારથી રૂદ્રિનો બીજો અધ્યાય જે આ ગ્રન્થમાં (૧૮) મે પાને છે તેનો પાઠ ચાલુ કરવો. સ્નાન કરાવ્યા પછી પવિત્ર વસ્ત્રથી પ્રભુને લુછી નાંખી વસ્ત્ર, ચંદન, પુષ્પ વિગેરે ધરાવવાં. તે વખતે કાંઇ નૈવેદ્ય હોયતો ઠીક. તેમાં તુળસીપત્ર મુકવું. (ભોજન વખતે આપણુને જે કાંઈ પ્રભુએ આપ્યું હોય તેતો ચોકસ તુળસી-પત્ર સાથે પ્રભુને ધરાવવું.) ઘીનો દીવો તથા ધુપ પણ કરવા. પછી આપણુને આવડે તે આરતી પ્રેમથી બોલવી. પંચપાત્રમાં આચમની ખખડાવવાથી ટોકરીનો અર્થ સરશે. છેવટમાં આવા રૂડા પ્રભુ સામે એકી નજરે થોડીવાર જોઇ રહેવું. પછી આંખો વીંચી દેવી-અંતરમાં ઉતરી જવું-શાંત થઈ જવું-મનમાં પૂર્ણભાવથી બોલવું કે "હે નાથ, મારા હૃદયમાં પ્રગટ થાઓ, પ્રગટ થાઓ, પાપીને પાવન કરો આપ મારા હૃદયમાં બીરાજો છો એવું સદ્દગુરૂ તથા શાસ્ત્રદ્વારા જાણ્યું છે. આપને નિહાળવાની તીવ્ર ઇચ્છા થઈ છે. પાપરહિત

જીવન ગાળવા માટે હું તૈયાર થયો છઉં. કૃપા કરો. પછી વખત હોય તો હાથ જોડીને સ્તુતિ કરવી કે,

દોહરો—નહીં વિદ્યા નહિં બાહુ બળ, નહીં ખરચનકો દામ;
મોસે પતીત નીભાવીએ, સીયારામ ઘનસ્યામ.–સીયાવર૦

પદ.

મ્હાનાની પત રાખ–પ્રભુ તારા મ્હાનાની પત રાખ.
મ્હાના માટે જો દુઃખ દેશો તો કોણ જપે તારો જાપ–પ્રભુ તારા૦
ઝેર હતાં તેને અમૃત કીધાં, રાખી મીરાની લાજ–પ્રભુ તારા૦
રોહીદાસનું તમે શ્રીફળ લીધું, ન જોઇ જાત કે ભાત–પ્રભુ તારા૦
તાનીકઢા તમે શીતળ કીધી, સુધન્વાને કાજ–પ્રભુ તારા૦
મહેતાને મંડળીક મારવા આવ્યો, કેદારો લાવ્યા મધરાત–પ્રભુ તારા૦
તુળસીના સ્વામીને કહું કરજોડી, અંતરની પુરજો આશ–પ્રભુ તારા૦

શ્લોકો.

વંદે દેવમુમાપતિં સુરગુરું વંદે જગત્કારણં,
વંદે પન્નગભૂષણં મૃગધરં વંદે પશૂનાં પતિમ્ ॥
વંદે સુર્યશશાંક વહ્નિનયનં, વંદે મુકુંદ પ્રિયં ।
વંદે ભક્તજનાશ્રયં ચવરદં, વંદે શિવમશંકરં ॥૧॥
યે હિ સંસ્પર્શજા ભોગા, દુઃખયોનય એવ તે;
આદ્યંતવંતઃ કૌંતેય, ન તેષુ રમતે બુધઃ ॥ ૨ ॥
ભગ. ગી. ૫–૨૨.

હે નાથ, હવે પેટ માટે પ્રવૃત્તિ કરવામાં મારૂં મન લાગશે પણ તેમ કરતાં પાપથી બચું અને આપને ન વિસરૂં, એવી સાવધાનતા મારામાં સદા રહેજો. પાપ, વિષય અને નિંદા મારૂં બુંકું કરનાર છે. એટલી વાત હું સદા યાદ રાખીશ.

સમાપ્તમ.

## શુકલ યજુર્વેદની રૂદ્રિનો બીજો અધ્યાય.

## ( પુરૂષ સક્ત )

( આ અધ્યાયમાં પ્રભુના વિરાટ્ સ્વરૂપનું વર્ણન તથા પુજન છે. પુજન વિગેરે ઘણા પ્રસંગે આ અધ્યાય ગવાય છે માટે બ્રાહ્મણોએ શીખવો જોઇએ ).

હરિઃ ૐ ॥ સહસ્ત્રશીર્ષા પુરૂષઃ સહસ્ત્રાક્ષઃ સહસ્ત્રપાત્ ॥
સભૂમિગું સર્વ્વતસ્પૃત્વાત્યતિષ્ઠદ્દશાઙ્ગુલમ્ ॥ ૧ ॥
પુરૂષઽ એવેદગું સર્વ્વઁ યદ્ભૂતઁ યચ્ચ ભાવ્યમ્ ॥
ઉતામૃતત્વસ્યેશાનો યદન્નેનાતિ રોહતિ ॥ ૨ ॥
એતાવાનસ્યમહિમા તોજ્યાયાઁશ્ચ પૂરૂષઃ ॥
પાદોસ્યવિશ્વાભૂતાનિત્રિ પાદસ્યામૃતન્દિવિ ॥ ૩ ॥
ત્રિપાદૂર્ધ્વઽઉદૈત્પુરૂષઃ પાદોસ્યેહાભવત્પુનઃ ॥
તતોવિષ્વઙ્ વ્યક્રામત્સાશનાનશનેઽ અભિ ॥ ૪ ॥
તતોવિરાડજાયત વિરાજોઽ અધિ પૂરૂષઃ ॥
સજાતોઽઅત્યરિચ્યતપશ્ચાદ્ભુમિમથોપુરઃ ॥ ૫ ॥
તસ્માદ્યજ્ઞાત્સર્વ્વહુતઃ સમ્ભૃતમ્પૃષદાજ્યમ્ ॥
પશૂઁસ્તાઁશ્ચક્રેવાયવ્યાનારણ્યાગ્રામ્યાશ્ચયે ॥ ૬ ॥
તસ્માદ્યજ્ઞાત્સર્વ્વહુત ઋચઃ સામાનિજજ્ઞિરે ॥
છન્દાગુંસિજજ્ઞિરે તસ્માદ્યજુસ્તસ્માદજાયત ॥ ૭ ॥
તસ્માદશ્વાઽઅજાયન્તયે કે ચોભયાદતઃ ॥
ગાવો હજજ્ઞિરે તસ્માત્તસ્માજ્જાતાઽ અજાવયઃ ॥ ૮ ॥
તંયજ્ઞમ્બર્હિષિ પ્રૌક્ષન્પુરૂષઞ્જાતમગ્રતઃ ॥
તેનદેવાઽ અયજન્તસાદ્ધ્યાઽ ઋષયશ્ચયે ॥ ૯ ॥
યત્પુરૂષં વ્યદધુઃ કતિધાવ્યકલ્પયન્ ॥
મુખઙ્કિમસ્યાસીત્કિમ્બાહૂ કિમૂરૂપાદાઽ ઉચ્યેતે ॥ ૧૦ ॥

બ્રાહ્મણોસ્યમુખમાસીદ્બાહૂરાજન્ન્યઃ કૃતઃ ॥
ઊરુતદસ્યજદ્વૈસ્યઃ પદ્ભ્યાગુંશૂદ્રોઽ અજાયત ॥ ૧૧ ॥
ચન્દ્રમા મનસોજાતશ્ચક્ષોઃ સૂર્જ્જોઽ અજાયત ॥
શ્રોત્રાદ્વાયુશ્ચપ્રાણશ્ચમુખાદગ્નિરજાયત ॥ ૧૨ ॥
નાભ્યાઽ આસીદન્તરિક્ષગુંશીર્ષ્ણોદ્યૌઃ સમવર્ત્તત ॥
પદ્ભ્યામ્ભૂમિર્દિશઃ શ્રોત્રાત્તથા લોકાઽ અકલ્પયન્ ॥ ૧૩ ॥
જત્પુરૂષેણ હવિષાદેવાયજ્ઞમતન્વત ॥
વ્વસન્તોઽ સ્યાસીદાજ્જ્યં ગ્રીષ્મઽ ઇધ્મઃ શરદ્ધવિઃ ॥ ૧૪ ॥
સપ્તાસ્યાસન્ન્પરિધયસ્ત્રિઃ સપ્તસમિધઃ કૃતાઃ ॥
દેવાજધજ્ઞન્તન્વાનાઽઅબધ્નન્ન્પુરૂપમ્પશુમ્ ॥ ૧૫ ॥
જજ્ઞેનજજ્ઞમયજન્તદેવાસ્તાનિધર્મ્માણિપ્રથમા ન્યાસન્ ॥
તેહનાકમ્મહિમાનઃ સચન્તજત્રપૂર્વેસાદ્ધ્યાઃ સન્તિદેવાઃ ॥ ૧૬ ॥
અભ્દ્યઃ સમ્ભૃતઃ પૃથિવ્યૈરસાચ્ચવિશ્વકર્મ્મણઃ સમવર્ત્તતાગ્રે ॥
તસ્યત્વષ્ટાવિદધ દ્રૂપમેતિતન્મર્ત્યસ્યદેવત્વમાજાનમગ્રે ॥ ૧૭ ॥
વ્વેદાહમેતમ્પુરૂષમ્મહાન્તમાદિત્યવર્ણન્તમસઃ પરસ્તાત્ ॥
તમેવવિદિત્વાતિમૃત્યુમેતિનાન્યઃપન્થા વિદ્યતેયનાય ॥ ૧૮ ॥
પ્રજાપતિશ્ચરતિગર્બ્ભેઽઅન્તરજાયમાનો બહુધા વિજાયતે ॥
તસ્ય જોનિમ્પરિપસ્યન્તિ ધીરાસ્તસ્મિ ન્હતસ્થુર્ભુ-
વનાનિવિશ્વા ॥ ૧૯ ॥
જો દેવેભ્યઽઆતપતિજોદેવાનામ્પુરોહિતઃ ॥
પૂર્વોજોદેવેભ્યોજાતોનમોરૂચાયબ્રાહ્મયે ॥ ૨૦ ॥
રૂચમ્બ્રાહ્મઞ્જનયન્તો દેવાઅગ્રેતદબ્રુવન્ ॥
જસ્ત્વૈવમ્બ્રાહ્મણોવિદ્યાત્તસ્યદેવાઽઅસન્નશે ॥ ૨૧ ॥
શ્રીશ્ચતેલક્ષ્મીશ્ચ પત્ન્યા વહોરાત્રેપાર્શ્વે નક્ષત્રાણિરૂપમશ્વિનાવ્યાત્તમ્ ॥
ઇષ્ણન્નિષાણામુમ્મઽઇષાણસર્વલોકમ્મઽઇષાણ ॥ ૨૨ ॥
( સમાપ્તમ્ )

## મધ્યાહ્ન સંધ્યા.

પ્રાતઃ સંધ્યા કર્યા પછી ઘરની બહાર જવું પડયું હોય અને સ્નાનની અનુકુળતા હોય તો જરૂર સ્નાન કરવું. તેમ ન બનેતો કોણી સુધી હાથ ધોઇ નાંખવા અને ગોઢણ સુધી પગ ધોવા તથા આઠ દસ કોગળા કરી મુખ પણ ધોઈ નાંખવું. સાયંસંધ્યા કરવા પહેલાં પણ આ સુચના ધ્યાનમાં રાખવી. પ્રાતઃસંધ્યા કરતાં જેટલું વિશેષ છે તેજ નીચે બતાવ્યું છે.

આવાહન નીચેના મંત્રથી કરવું.

**[ ॐ સાવિત્રીં યુવતીં શુકલાં, શુકલવસ્ત્રાં ત્રિલોચનામ્ ।**
**ત્રિશૂલિનીં વૃષારુઢાં, યજુર્વેદેન સંસ્થિતામ્ ॥ ૧ ॥**
**રૂદ્રાણીં રૂદ્રદૈવત્યાં, રૂદ્રલોક નિવાસિનીમ્ ।**
**સાવિત્રિ છંદસાં માતર્, રૂદ્રયોનિ નમોઽસ્તુ તે ॥ ૨ ॥**

મંત્રાચમન ગાયત્રી મંત્રથી અગર અવકાશ હોયતો નીચેના મંત્રથી કરવું.

**ॐ આપઃ પુનન્તુ પૃથિવીં, પૃથિવી પૂતા પુનાતુ મામ્ ।**
**પુનન્તુ બ્રહ્મણસ્પતિર્, બ્રહ્મ પૂતા પુનાતુ મામ્ ॥ ૧ ॥**
**યદુચ્છિષ્ટમભોજ્યં ચ, યદ્વા દુશ્ચરિતં મમ ।**
**સર્વં પુનન્તુ મામાપોઽસતાં ચ પ્રતિગ્રહં સ્વાહા ॥ ૨ ॥**

ગાયત્રીનું વિસર્જન નિચેના મંત્રથી કરવું.

**ॐ ઉત્તમે શિખરે જાતા, ભૂમ્યાં પર્વતમૂર્ધનિ ।**
**રૂદ્રયોનિ, સમુત્પન્ના, ગચ્છ દેવિ યથાસુખમ્ ॥ ૧ ॥**

છેવટમાં ( અનેન મધ્યાહ્ન સંધ્યાખ્યેન ) ઇત્યાદિ કહી સમાપ્તી કરવી.

મધ્યાહ્ન સંધ્યા સમાપ્તમ્

---

## સ્નાયં સંધ્યા.

પ્રાતઃકાળની સંધ્યા કરતાં સાયંકાળની સંધ્યામા જે ફેર છે તેજ નીચે બતાવ્યો છે.

આવાહન નીચેના મંત્રોવડે કરવું.

**ૐ વૃદ્ધાં સરસ્વતીં કૃષ્ણાં પીતવસ્ત્રાં ચતુર્ભુજામ ।**
**શંખચક્ર ગદા પદ્મ હસ્તાં ગરૂડવાહિનીમ્ ॥**
**અર્દર્યાશ્રમ માવાસામાયાંતીં સૂર્યમંડલાત્ ॥ ૧ ॥**
**આગચ્છ વરદે દેવિ, ત્ર્યક્ષરે વિષ્ણુવાહિનિ ।**
**ભારતિ છંદસાં માતર્, વિષ્ણુયોનિ નમોઽસ્તુ તે ॥ ૨ ॥**

મંત્રાચમનનો મંત્ર પણ નીચે પ્રમાણે બોલવો.

**[ ૐ અગ્નિશ્ચ મા મન્યુશ્ચ, મન્યુપતયશ્ચ;**
**મન્યુકૃતેભ્યઃ, પાપેભ્યો રક્ષન્તામ, યદહ્ના**
**પાપમકાર્ષમ, મનસા વાચા હસ્તાભ્યામ,**
**પદ્ભ્યામુદરેણ શિશ્ના અહસ્તદવલુંપતુ,**
**યત્કિંચદ દુરિતં મયિ, ઈદમહં મામમૃતયોનૌ,**
**સત્યે જ્યોતિષિ જુહોમિ સ્વાહા ॥ ]**

ગાયત્રી વિસર્જનનો મંત્ર નીચે પ્રમાણે છે.

**ૐ ઉત્તમે શિખરે જાતા, ભૂમ્યાં પર્વતમૂર્ધનિ ।**
**વિષ્ણુયોનિ સમુત્પન્ના, ગચ્છ દેવિ યથાસુખં ॥**

અંતમાં [ અનેન સાયંસંધ્યાખ્યેન ] ઈત્યાદિ બોલી ક્રિયા સમાપ્ત કરવી.

**સમાપ્તમ.**

 

# મોક્ષ મંદીર.



## અમદાવાદ—હાજાપટેલની પોળ.

મોક્ષ મંદીર શું છે અને શું કામકાજ કરે છે તે સંબંધી ગુજરાત તથા ગુજરાત બહાર ઘણા લોકો સમજી શક્યા છે. મોક્ષ મંદીરમાં શ્રીમદ્ ભાગવત્ ઉપર થતાં અસરકારક વ્યાખ્યાનો મોક્ષ પત્રિકા નામના માસિકમાં ૨૦૦૦ નકલથી પ્રગટ થાય છે. તોપણ તે માસિકનો હજી જેટલો ફેલાવો થવો જોઇએ તેટલો થયો જણાતો નથી. કારણકે તે વ્યાખ્યાનોના પ્રતાપથી લોકોને તન મન અને ધન ત્રણેનો લાભ થયો છે. ભાષા સાદિ અને સરલ છતા ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન છે. ઉપદેશ સર્વ ધર્મી હોવાથી જૈન, ઢુંઢીયા, સ્વામીનારાયણ, શૈવો, વૈષ્ણવો, પારસી વિગેરે તેનો બ્હોળો ઉપયોગ કરે છે. એક માસે સો રૂપૈયા ખર્ચતાં પણ ન મળે તેવો લાભ વરસ દહાડે માત્ર રૂ. ૨) ભરવાથી ઘેરબેઠાં મોક્ષ મંદીરની કથા સંભળાય તેવી આ યુક્તિ છે-ટેલીફોન અગર ફોનોગ્રામ છે. દરેક સજ્જન સ્ત્રી પુરૂષને ઘરમાં સત્કાર કરવા લાયક માસીક છે.

બે રૂપૈયામાં બાવીસનો લાભ થાય તો બીજી સાલ ચાલુ રાખવું. સદરહુ માસીક સંવત ૧૯૭૬ ના માઘ માસથી પ્રગટ થાય છે. ચાલુ સાલના માઘથી ત્રીજું વરસ બેઠું. ૭૬ તથા ૭૭ ની સાલના તમામ અંકો પાકાં પુંઠાથી બંધાવી બંધામણીના ૦-૮-૦ લીધા વિનાં દરેકના રૂ. ૨-૨-૦ થી બહારગામ પોસ્ટ દ્વારા મોકલાય છે અહીં મંદીરે જઈ લઇ જનાર પાસેથી માત્ર રૂ. ૨) લેવાય છે.

પુસ્તકના પ્રમાણમાં તેની કીંમત ઘણી જુજ છે. હવે નકલો થોડી છે માટે કાંઇક જીવન કળા ખીલવવાની ઇચ્છા હોય તો આળસ

ન કરશોજી. પૈસા ખરચવા ન ગમે તો કોઈક દિવસે સવારમાં આઠ વાગતે [illegible] પધારજો. જોવા જેવું છે તે ઉપરાંત નીચેનાં પુસ્તકો પણ પ્રગટ કર્યાં છે.

**મોક્ષવાણી**—તુલસીદાસ કૃત રામાયણમાંથી ચુંટી કાઢેલા ઉત્તમે ઉત્તમ પ્રસંગો ચોપાઈ સાથે ગુજરાતી ટાઈપમાં તથા ગુજરાતી ટીકા સહિત ત્રેવીસ ફરમાનું પુસ્તક. ૦-૮-૦

**મોક્ષમણી પ્રથમ ભાગ**—શ્રી શંકરાચાર્યનું ચર્પટ પંજરીકા નામનું સ્તોત્ર શ્લોકો પદચ્છેદ વિગેરે તમામ ગુજરાતી ટાઈપમાં ... ... ... ... .. ૦-૧-૩

**મોક્ષમણી બીજો ભાગ**—શ્રી શંકરાચાર્યનું મોહમુદગર (ઉપર પ્રમાણે) પુસ્તકો ખલાસ થઈ ગયા છે. ૦-૧-૩

**મોક્ષમણી ત્રીજો ભાગ**—શંકરાચાર્યનો તત્વબોધ. (ઉપર પ્રમાણે) ... ... ... ... ... ૦-૩-૮

**મોક્ષમણી ચોથો ભાગ**—શ્રી શંકરાચાર્યનો આત્મબોધ (ઉપર પ્રમાણે) ... ... ... ... ૦-૩-૬

**મોક્ષમણી પાંચમો ભાગ**—મહાત્મા તુલસીદાસજીની મણીરત્નમાળા (ઉપર પ્રમાણે)... ... ... ૦-૨-૦

**ચારે ભાગો**—એક પુસ્તકમાં બાંધેલા ... ... ૦-૮-૩

(મોક્ષમણી—મંગાવનારે દરેક ભાગે ૦-૦-૬ પોસ્ટેજ મોકલવું).

રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગ-પદચ્છેદ, ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત-કીંમત ૦-૧૨-૦ બાર આના છે.

વિદ્યાર્થી પાસેથી કીંમત ૦-૮-૦.

પ્રકાશક.